162 17-12-17

શ્રી વિનય.

# લીલા.

નાટક ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

SHRI DESHI NATAK CO. LD

શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

ઘેલાભાઇ દોલતરામ દલાલ.

એજન્ટસ.



અમદાવાદ.

થી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યાં.

કીંમત બે આના.

શ્રી વિનય.

# લીલા નાટકનાં ગાયનો.

## શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

આવૃતિ ૧ લ્હેલી.

પ્રત ૨૦૦૦.



અમદાવાદ.

ડાયમંડ જ્યુબીલી પ્રીન્ટીંગ પ્રેસમાં
દેવીદાસ છગનલાલ પરીખે છાપ્યાં.
ઠે. સલાપોસના દરવાજે.

સવંત ૧૯૬૪ સને ૧૯૦૭

કીંમત ૦-૨-૦ ( બે આના. )

શ્રી વિનય

# લીલા નાટકનાં મુખ્ય પાત્રો.

## પુરૂષ વર્ગ

ફાઝલખાન........સોહનગરનો બાદશાહ
ઉલ્મુલ્કખાનજી.......ફાઝલખાનો સરદાર
કન્હુભાઈ............ ,, કારભારી
બંસીલાલ..........કન્હુભાઇનો નાનોભાઈ અને લીલાનો પ્રિયતમ
બક્ષીજી..............ફાઝલખાનનો ખાનગી કારભારી
જેતોજી } .........બ્હારવટઆ અને
વરહોજી } .........લીલાના ભાઇઓ
કંચન................બક્ષીજીનો પુત્ર.
સામંતસિંહ.........ફાઝલખાનનો ખંડીઓ ઠાકોર

બ્હારવટીઆ—આરબો—પાલખીવાળા—લુંબીયો—સીપાઇઓ—કામદેવ—ઝવેરીકાકા—ચોર—ઠગ—રજપૂતો—વિગેરે વિગેરે.

## સ્ત્રી વર્ગ.

હુરમાબેગમ.........ફાઝલખાનની માનીતી બેગમ
લીલા................જેતોજી તથા વરહોજીનો બ્હેન
ફાઝલખાનની નામની બેગમ, અને
બંસીલાલની પ્રિયતમા.
મહેન્દ્રબા..............કન્હુ ભાઇની નવી સ્ત્રી.
રાજેન્દ્રબા...........બંસીલાલની સ્ત્રી. બક્ષીજીની મોટી પુત્રી.
ગજેન્દ્રબા............બક્ષીજીની સ્ત્રી.
આરત...............બક્ષીજીની નાની પુત્રી.
નાયકા...............ઉલ્મુલ્કખાનજીની રખાત.

બાનારીઓ—સખીઓ—વારાંગનાઓ—દાસી વીગેરે વીગેરે.

# શ્રી વિનય લીલા નાટકનો ટુંક સાર.

---

## અંક પહેલો.

**મંગળાચરણ. સુત્રધાર, બાળાઓ—**

**પ્રવેશ ૧ લો**—બ્હારવટે નીકળેલા જેતોજી તથા વરહોજી વીમાસણમાં કન્હુભાઇની જાન આવવાની ખબર, જાનને લુંટવી, વર કન્યાને કેદ, ગરાસ મેળવવાની કન્હુભાઇની યુકત સર્વને છુટા કરવું, દુસ્મન મટી દોસ્ત, લીલાને કન્હુ ભાઇને સોંપવી, વિદાયગીરી

**પ્રવેશ ૨ જો**—લોકોના ભરમાવ્યાથી બળી રહેલી બંસીની વહુ રાજેન્દ્રબા, બસી તથા લીલાનું હાસ્ય વિનોદ કરતાં આવવું, રાજેન્દ્રનો બનણો બળાપો, સંતાપ સાંભળતું વ્હેર લેવા નીશ્ચય, લીલા તથા બ્હેનપણીઓનો હાસ્ય વિનોદ.

**પ્રવેશ ૩ જો**—બક્ષીજીનું ઘર, ગજેન્દ્ર તથા બહેન, પુત્રી રાજેન્દ્રની બવની બાવર ટાળી લીલાને ફસાવવા નિશ્ચય ઉલ્મુલ્કખાનજીનું આવવું, પ્રેમવાર્તા ઉલ્મુલ્કખાનજીની ખુશાલી, હવાઇ વિચાર ઉજાણીની તાલમેલ.

પ્રવેશ ૪ થો—બાગમાં ઉજાણીનો દેખાવ, બક્ષીજીનો પુત્ર કંચન લુલીઆની ગમ્મત, પાલખીવાળાઓનું આવવું, ચીઠ્ઠીથી પોગળનું ફુટવું, લીલાનો કોપ, પોતાને બદલે બક્ષીની પુત્રી આરતને મોકલવા નિશ્ચય, હાથનાં કર્યાં હૈયે.

પ્રવેશ ૫ મો—જેતોજી તથા વરહોજી. બ્હારવટીઆઓને ઉશ્કેરણી, કન્હુભાઇની યુક્તી અમલમાં લાવવા ઠરાવ.

પ્રવેશ ૬ ઠો—ઉલ્મુલ્કખાનજીના લીલાને મળવાની ખુશાલીમાં હવાઇ વિચારો, લીલાને બદલે આવેલી આરતને લીલા માની લ્હેર મેળવવા ધાંધલ્ધુમ. આરતના મનસ્વી ઝઘડા, જેતોજીથી ઉલ્મુલ્કખાનજીનું ખુન, આરતનો બચાવ, પસ્તાવો.

પ્રવેશ ૭ મો—બંસીના પ્રેમમાં ઘેલી બનેલી લીલા, કામદેવનું પ્રત્યક્ષ પ્રગટ થવું. બંસીથી મેળાપ, હાસ્ય વિનોદ.

પ્રવેશ ૮ મો—હુરમા બેગમ તથા સાહેલીઓની સ્વારીનો દબદબા ભરેલો દેખાવ, બ્હારવટીઆની બહાદુરી, હુરમા કેદ, બદલામાં ગરાસ પાછો અપાવવાનું વચન આપવું, રજપૂતોની ઉદારતા.

ટેબ્લો.

# અંક ૨ જો.

**પ્રવેશ ૧ લો**—હુરમા બેગમનું શયનગૃહ, સાહેલીઓને વિદાય કરી હુરમાનું રીસાઇ બેસવું, ફાઝલખાનનું આવવું કારણ પુછવું, ગરાસ પાછો આપવા માગણી, ફાઝલખાનની કબુલત, જેતાજીને બોલાવી ગરાસ પાછો સોપવો, કારભારી કન્હુભ.ઈની કુનેહ, લીલાને બાદશાહ સાથે વરાવવા જાહેર કરવું તખ્તને સોપવી, ખંડીઓ ઠાકોર સામંતસીંહ ચઢેલી ખંડણી ન આપતાં રજપૂતોને ઉશ્કેરી બંડ ઉઠાવવાની તૈયારી કરી રહ્યો છે એવી ખબર, જેતાજીને સામંતસિહને સમજાવવા ફાઝલખાનને ફરમાન.

**પ્રવેશ ૨ જો**—ઉલ્મુલ્કખાનજીના મરણથી નોંધારી થઇ ગએલ તેની રખાત ગુણીકા, ઝવેરી નથ્થુ કાકા, ગાન તાન તથા ગમ્મત, હાર વેચવા આપવો, ઝવેરી કાકાનું હાર લઇને જવું, યારને બોલાવવા મોકલેલ છોકરીનું ચોરને લઇને આવવુ હાસ્ય વિનોદ, બીજી છોકરીનું ઠગને લઇને આવવું ચોર તથા ઠગની હરીફાઇ.

**પ્રવેશ ૩ જો**—પ્રેમ ઘેલી લીલા તથા તેની લલુતામાં ડુબેલો લ્હેરી બંસીલાલ, વાણી વિવાદ.

**પ્રવેશ ૪ થો**—સામંતસિંહની છાવણી, લશ્કરી નાચ જેતાજીનું આવવું, સામંતસિહનો તિરસ્કાર, જેતાજીનો ઝેર લેવાનો નિશ્ચય.

**પ્રવેશ ૫ મો**—મિથ્યાભિમાની ઝવેરીકાકા, ઠગનું રજવાડી ઠાઠમાં ચોર સાથે આવવું, ઝવેરીને થાપ ખવડાવી મોતીના હારનું પાણી કરી ચાલ્યા જવું, ઝવેરી નથ્થુ કાકાને બળાપો.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—બંસીલાલ તથા તેની સ્ત્રી રાજેન્દ્રબા, વિનોદ વાર્તા, કંચનનું આવવું, સંતાઈ સાંભળવું નિર્દોષ કંચનની નિર્દોષ પ્રેમ ગમ્મત, લીલાના લગ્નની ખુશાલીમાં વાડીએ જવા તૈયારી.

**પ્રવેશ ૭ મો**—સામંતસિંહના મ્હેણાથી બળી ખાખ થએલો જેતાજી, ભુલનો પસ્તાવો, અફસોસ, આત્મહત્યા કરવા તૈયારી, કન્હુભાઇનું આવી અટકાવવું, વ્હેર વાળવા નિશ્ચય, ફાઝલખાનનું આવવું, સામંતસીંહપર ચઢાઈ કરવાનો હુકમ લેવો, સામતસીંહને હરાવી તેની દીકરી મૈનાકને કેદ કરી લીલાની દાસી બનાવવા વિચાર.

**પ્રવેશ ૮ મો**—સામંતસિંહ તથા રજપુતો, ઉશ્કેરણી, જેતાજી તથા વરહાજીનું યવન લશ્કર સાથે આવવું, ઝપાઝપી લઢાઇ, જેતાજી તથા વરહાજીનું સામંતસિંહના હાથે મરણ, સામંતસિંહનું લઢાઇમાં પડવું ઇડરના કુમાર તથા મૈનાકની દીલગીરી.

ટેબ્લો.

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**—લીલાનો ખાનગી મ્હેલ, પ્રભુ ભકતી રાજેન્દ્રનું આવવું. વાણી વિનોદ, ફાઝલખાનની સ્વારી, લીલાની સખાઈથી માગણી, છ માસનું વ્રત છે એમ જાહેર કરવું બંસીલાલની કારભારી તરીકે નીમણુક ખુશાલીમાં જાદુઇ નાચ.

**પ્રવેશ ૨ જો**—લીલાની દાસી તથા હુરમાની દાસીની સત્તા વિષે મારામાર હુરમાની દાસીનો હુરમા બેગમને ચઢાવા લીલાના પીવાના દુધમાં ઝેર આપી મારી નાંખવા નિશ્ચય

**પ્રવેશ ૩ જો**—ફાઝલખાનનું શયનગૃહ વાર્તા કહેનાર હજુરીઓ દીલગીરી દુર કરવા નાચ ચોરનું ઠગ સાથે ચોરી કરવા આવવું. વાર્તા કહેનારને કેદ કરી પોતે વાત કહેતા સફાઇથી બેશી જવું. છેવટે તાજ ચોરી ઠગ સાથે ચાલ્યા જવું.

**પ્રવેશ ચોથો**—લીલાનું શયનગૃહ, દુધ પીવું, આગળથી કરેલી ગોઠવણ પ્રમાણે દુધમાં ઝેર, અસર બંસીનો ગભરાટ ફાઝલખાનને બોલાવવું. મરણ સમય, બંસીલાલપર કાયમનો ઉપકાર—મરણ—ટેબ્લો.

**પ્રવેશ પાંચમો**— ચોર તથા ગણીકાનો સંસાર વ્યવહાર.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—કબરસ્તાન, ગેબી અવાજ લીલાના છાયા શરીરનું પ્રત્યક્ષ પ્રગટ થવું, બંસીની આત્મ હત્યા.

**પ્રવેશ સાતમો**—કબરસ્તાનમાંથી પરીસ્તાન પરીઓનો નાચ ટેબ્લો.

શ્રી પાર્શ્વનાથાય નમઃ

# શ્રી વિનય લીલા નાટકનાં ગાયનો.

## અંક પહેલો.

---

### મંગલાચરણ.

**સૂત્રધાર—**

શ્રી ગૌરીવર વરદાતા
તું છું ત્રિભુવન ત્રાતા— શ્રી ગૌરી.
માયા માંહી તણાતા
જગજન ગોથાં ખાતા
સ્મરતાં તું સુખી થાતા— શ્રી ગૌરી.
વિનય તણી વિનતી ઉરે ઉમિયા પતિ તું ધાર
કામદહન ! શુભ કામ આ પાડ પાર કીરતાર—શ્રી ગૌરી.

**બાળાઓ—**

મીઠી પ્રીતી વિશ્વની રાણીરે (૨)
પ્રીતી રિતિ સૌએ વખાણીરે (૨)

ભેદુ વિણુ રે' એ અજાણું રે
જાણે કોઇક વિરલા માણ્યું રે,
વદે એમ વેદની વાણીરે— મીઠી,
સાચી સંસાર કમાણીરે
જોઈ જોઇ જોઇને જોજો— સાચી.
સુખી નર તે, પ્રીતી વરતે, જીવે મરતે,
સાથે રાખી સલુણી શાણી
પ્રીતો એધાણુંરે
પુરે આશ સારંગપાણીરે— મીઠી.

બાનારીઓ— ૧

દેખીતા ડુંગર બ્હેનને વ્હાલેરા લાગ્યા
માતાના ખોળા બ્હેને વીસારી મુકયા
સાસુના ખોળા વ્હાલા લાગ્યારે મહેન્દ્રબાને—દેખીતા.
પીતાના ખોળા બ્હેને વીસારી મુકયા
સસરાના ખોળા વ્હાલા લાગ્યારે મહેન્દ્રબાને—દેખીતા.

લીલા—જેતાજી— ૨

જઉછું વીર વીખુટી થઇ જઉછું
મુજ મનધન વન માંહી મુકી
વીર જઉં–દુર જઉ–દુઃખી થઉં–
જા તુ જા

જા સુખેથી જા-જા સુખેથી જા-
જાઉં વીર મે'લી થાતી નહીં ઘેલી,
થાશે ઈશ બેલી-
ધરી ધીર દીલગીર નહી થાતી-વીર જઉં-જઉં છું=

લીલા— ૩

પશુ પંખી હુંથી સુખી ચાહે ત્હેને ચાહ્ય
વર વરવાની લાહ્યમાં હું પડી પેટી માંહ્ય-
વાડી ખીલેલી માળી વિનાની
વિણ સિંચન સુકાય—વાડી૦-
મોહન મનડું હરનારા
કામી કામણ કરનારા
વ્હેલા વ્હાલમ વરનારા
આવોજી મન મકલાય—વાડી૦-

લીલા—સાહેલીઓ— ૪

મ્હારી ભોળી સાહેલી વર ઘેલી શું થાય ?
જાને જાને ચળેલી, કેમ કેવી રહી ઢાય? —મ્હારી—
પ્રેમ માટે કમળમાં ભ્રમર કેદી થાય
પ્રેમ માટે સાહેલીનાં મ્હેણાં તું ખાય —મ્હારી—
પ્રેમ માટે પતંગો દીપકમાં જળાય
વાહ મદન અગન ત્હારો અજબ મહીમાય. મ્હારી—

બક્ષીજી— ૫

વાહ બન્યા બક્ષીરાજ રાજ તાજ બક્ષીરાજ
મારનાર તારનાર બક્ષીરાજ
યુક્તીને પ્રયુક્તી હાથ
તાલ મેળ ભેળ સાથ
કાગીના દીવાન ખાસ બક્ષીરાજ
ખાઉં ખાઉં ખાઉં બધેથી ખાઉં હું
આમથી તેમથી કુટી લુટી ખાઉં
યુક્તીને પ્રયુક્તી હાથ
મંત્ર જંત્ર તંત્ર સાથ
ભોળાને ભમાવે ખાસ બક્ષીરાજ—

કંચન— ૬

સરભરા આજે મેમાનની કરીશું
લ્હેરી ઓઢી આમ તેમ રોફમાં ફરીશું—સરભરા.
લાડુ લ્યો ઘેબર લ્યો જલેબી
પંગત માંડી પીરસીશું
રૂમઝુમ લ્હેરી ઘરેણુંને ગાંઠાં
કોડથી ન આજે ઠરીશું—સરભરા.

લુશીઓ— ૭

રે લુશીઓ મ્હાલે મઝામાં
ધમચકડ લે ભાઈ બક્ષીની વાડીએ–
ટાંટીઓ રાંટો રળીઆમણો
કરમ કરે તે કોઈ કરેના—રે લુશીયો.
કામ કરો પણ ઠેરના ઠેર
રખડો રઝળો ઘેરના ઘેર
ભરમ ભાગે ન કાળો કેર
કરમ વિના કાંઈ ન લ્હેર
દોડ દોડા દોડ દોડ દોડા દોડ દોડ દોઠા દોડ
શોદ કરો ? રે લુશીઓ.

ભીખા— ૮

મ્હારૂં કહ્યું માન મનવા ! ધાર્યું ધણીનું જ થાય
ધાર્યું ધણીનું થાય અવિચારી !
ફોગટ ફૂટ શું ફુલાય ? (૨) —મ્હારૂં–
ખાડો ખોદે તેજ પડે,
પોતાનું પોતાને નડે,
હાથે કર્યાં વાગતાં હૈયે
વાંચ્યું છે તેવું જ લણીને લઇએ—
મુક અભિમાન મનવા ! સાચાને સાચાની સાથ
—મ્હારૂં–

ઉત્સુકખાનજી— ૯

આવી પ્યારી આવશે પ્યારીરે
દેશે દીલ બળતું ઠારીરે
દેશે દીલ બળતું ઠારીરે
ગોરી ગુણવંતી મ્હારીરે—આવી—
રસીલા, છબીલા, છોગાળા,
કહી બોલાવશે—( ૨ )
આવોજી જાઓજી નહિ રીસાઓજી
કહી મનાવશે—
રસીકજીઆ, રસીકડીડાં,
અહાહાહાહા, ઓહોહોહોહો—( ૨ ) આવી—

બારત ઉત્સુક— ૧૦

જાઓ જાઓ દુર જાઓ ન સતાવો લાલા
આવો આવો ન રીસાવો રીઝાવો ને બાળા
પ્યારી માન-મ્હારૂં માન—ભુલાવ્યું રસીલો ભાન જાઓ-
પાયે પડીને પ્યારી મનાવું
રાખો કાંઇ સાન, થાશે અપમાન,
કરો ન હેરાન.
હાં—મુકો ઠાલા ચાળા—જાઓ—

આરત—ઉત્સુક—                 ૧૧

મ્હારે માટે મંગાવો સરહાર હૈયાહાર હાર મોતીના
પ્યારા પંહરી રીઝવું પ્રાણાધાર પાણીહાર હાર
મોતીના—મ્હારે—
જાઓ રસીલા વ્હેલા વ્હાલમજી મ્હારા ( ૨ )
લે લે આ લઇ આવું રાહ જોતીના
પ્યારી રોતીના આસુ લ્હોતીના
જીવન ! જીવન આમ રી, રસીક આ પ્યારી
રસીલા જઉં વારી, મોહકારી, મુરતી મનહારી.—મ્હારે—

લીલા—                 ૧૨

અંગમાં અનંગ રંગરેલે ઓહો
આજ મ્હારા અંગમાં અનંગ રંગરેલે
કામથી ન કામ કાંઈ સુઝતું અરેરે
બ્હાવરો બનાવી બંસી છેલે—ઓહો—
શુદ્ધ સાન માન અપમાન હું ભુલીછું
જામિનિ જમાવી અલબેલે—ઓહો—
હામ દામ સામથી ન કામ છેતરાતો
કઇકને ખીલાવી ખેલ ખેલે—ઓહો—

લીલા—                 ૧૩

પીયુ આવો ના સતાવો મ્હને બંસી લાલ

લગાડી પ્રીત—( ૨ )
બંસી વગાડીને વ્હાલની લાલે લીલાનું
ચોરીયુ ચીત્ત–પીયુ—
નાથ વેરણ નીદલડી થઈ
શૉખ સાહ્યબી ગમે ન ગીત
પળ વિપળ યુગ થઈ ચઈ
તાન બંસીની બંસીનું નીત—બંસી—પીયુ—
તન મન ધન મ્હારાં નથી તણુખે તણુખ જીવ થાય
મદન અગન બુઝાવવા લીલા લાલ ! મુંઝાય–બંસી–પીયુ–

લીલા—બંસી— ૧૪
મારગડોરે મ્હારો મ્હેલો મોહનજી
માં રગડો મુને જાવાદો વ્હાલા—
કામીની કામી કરી કયાંહી ચાલ્યાં ?
આ ઝગડો વીતાવાદ્યો–વ્હાલી—નાનો મારગડો.
પાલવડોરે પકડોના પ્રિતમજી
આ વગડો નથી...............
...................રહાવાદ્યો—વ્હાલી–નાનો મારગડો.
જામિનિ જાન ભુલાવી ભમાવ્યો
થાવાનું થાય છે થાવાદ્યો–વ્હાલી—નાનો મારગડો.
બેગમની સ્વારીનો દબ દબા ભરેલો દેખાવ.
ટેબ્લો.

**આ કંપની થોડા વખતમાં પોતાના બે નવા ખેલો 'નુરજહાન' તથા 'કમળા લક્ષ્મી' બ્હાર પાડશે.**

# અંક બીજો.

સાહેલીઓ— ૧૫

રંગે ગુલ ચમકા ખીલી કલિયાં દિલે નાશાદકી
દુની રૌનક બઢ ગઈ ઇસ ગુલશને આબાદકી
લલકારતી હૈં મિલકે પરિયાં કયા ખુશીકી રાગની
કાફસે આઇ સદા સુનલો મુબારખાદકી
ફ્જલે બારીસે આફત ખો ગઇ આલમકી
હરઘર હરસે ખુશિયાં બરસે
હયરાની તુફાના ગઈ ટલકે
સરસર સર ખો ગઈ— આફ્ત૦

અંધેરથા અબ રોશની હય આમદે ખાતૂનસે
આજ હમ મગરૂર હુયે જમ ઔર અફલાતૂનસે
તુજપર પરવરદિગાર જર ઘર સર સબ નિસાર
કયા હય દિખાઇ નિરાલી બહાર
ઇધર નજર એગમ આતી
આન દિખલાતી શાન બતલાતી
જાન લુભાતી—ફ્જલે૦—

સાહેલીઓ—                ૧૬

હમ વારી વારી આજરે ( ૨ )
મત વારી સુઘર સરતાજરે (૨) હમવારી
વાહ ખિલી ક્યસી ફુલવારી
સયર કરે હમ ચલકર સારી
દિલસે યે સોગ ટાલો, નાહક ક્યોં રંજ પાલો (૨)
કુદરતકા દેખો જાલે, (૨] હોગા સભી સુખ સાજરે
પ્યારી-હોગા સભી સુખ સાજરે— હમ—

નાયકા—                ૧૭

હાં કહું કોને આશરમની વાત ( ૨ )
ઓ........દુ:ખ માહ્રુ વીતે છે રાત ( ૨ )
સુઇઆ—દુ:ખ૦—હાં કહું. [ ૨ )
મ્હારી સુની આ વાડી માલીથી ખાલી—સુની છે,
ખીલ્યાં છે ફળ ફુલ સાત—સખીઓ મ્હારાં ( ૨ )
એ....દુ:ખ૦ ( ૨ ) સુઇઆ દુ:ખ૦ હાં નહું.
ગયો પ્હેલો જમાનો, જોબન [illegible]
ગોરા શરીરે દેખાય હાં મુજ ચોળી ન અંગે સમાય (૨)
એ...દુખ ( ૨ ) સુઇઆ દુ:ખ—હાં કહું.

નાયકા—છોકરીઓ—      ૧૮

પાતળીઆની પ્રીતે બંધાઈ પસતાઈ ( ૨ )

મોહી જોઇ તને હું હાયરે મનહર નટવર
મનને વીંધી ગઇ હાય તારી તીરછી નજર
આમ લુંટાઇશું એની મને નહોતી ખબર
ના તરસાવ એ દિલદાર દયાકર મુજપર
વાગી વાગી વિકારી કટ રી૦—પાત૦—

નાયકા—ચોર—                    ૧૯

પ્યારા મ્હને હીરાના કંકણુ અપાવો
કંકણુ અપાવો મોતી માળા પ્હેરાવો ( ૩ )
જે તું કહે તે માલ અપાવું.
લાવુ હું કાલ મારી જાન—તારા સોગન લાવું.
કાલ નહી લાવો ને હાલ મ્હારા પ્રાણુ
માણેક ચોક માંહો જાઉ રૂડા દાગીના ઘડાવું.
મ્હારો દેવાને દાપાવું આવી કરૂ પ્રેમ પાન—પ્યારા—

ચોર—ઠગ—                    ૨૦

કોઈ સારામાં સારો વ્હેપાર કરીશું
વ્હેપાર કરીશું રોજગાર કરીશું—કોઇ—
જરા સમજાવો કહે જો કેવો ?
કોઇ સોનાની ચકલી શિકાર કરીશું—કોઈ૦
કેમ ભાઇ ? વાહ ભાઈ-કોઇ-

ઝટપટ મળીને લાવો ઘેરી
આંખોનો અંધો ખરીદદાર
જે હોયે પૈસાદાર
છે પુંજી—વાતો ઘાતો દગાનો દુકાનમાં—કોઈ—

લીલા— ૨૧

મીલાવોરે મ્હેને મ્હારા હૃદય પીંજરનો પોપટડો
પોપટડો—મીલાવોરે—
આશા જમરૂખ ખાઇ ઉડયો તે આવ્યો નહી.
વારહનો તણાવી ઘુઘટડો ઘુંઘટડો ઘુંઘટડોરે— મ્હને,
પાણી પ્રીતીનું પીતાં અધવચ નાંખો છે બ્હીતાં
પુરો કર્યો નહીં ઘુંટલડો,ઘુંટલડો ઘુંટલડોરે—મ્હને—

( અરેરે પકડવાને માટે )

મનને મોકલીશું મ્હેતો પીટયું ત્યાં બેઠુ તે તો
રાખી રહ્યા શું એ મુગટડો મુગટડો મુગટડોરે—મ્હને

જશો—લીલા ૨૨

મીઠી મીઠી પ્રીતી પ્યાલી પાઓ
પ્રાણ પ્યારા નહી દુર જાઓ.
દુર જાઉં ન દીલ દબાવો
લઇ લ્હાવો પ્રિયે ! લેવરાવો

જાઓજી જાવ જાવ
આવોન જાવ ખાવ
ખીલાવો વાહ વાહ
રીઝાવો વાહ વાહ
ઉંહું ઉંહું ઉંહું ઉંહું નહી નહી દુર જાઓ
દુર જાઉં—મોઠાં મીઠી—

લીલા—બંસી— ૨૩

પ્રીય પ્રીતમ પ્રાણ પોઢો પલંગે ચતુર સુજાણ
પ્યારી મ્હારી મોહિની મોહક બની છું.
અજબ બની તું ગુલાબનું ફુલ—પ્યારી—
જાઓ જાઓ આમ શું કામ બનાવો ?
રસીક રસીલા થઇ છે શું ભુલ ?—પ્રીય—
ભુલ નથી જાવી સુજાવી બન્યું છે
તન મન ધન આ બદન પર ડુલ—પ્યારી—

## લશ્કરી નાચ.

સામંતસિંહ— ૨૪

છેડી સીંહને કાઢે છે શું સાર ?
નફ્ટ ફુટ ધીક્ ધીક્ ધીક્કાર—

છટ્ છીટ્ છીટ્ ફીટકાર—છેડી
સાહસ મણીધર છેડતાં સુખનું સત્યાનાશ
જ્ઞાન ભાન વિદ્વાનનું વેગે થાય વિનાશ
પાપી—જા—જા—જા—છેડો—

ઝવેરી— ૨૫

ભાઇ મનમાં શું ધારો ? આ રોજગાર મ્હારો
ઝવેરીનો સારો—કહેવાઉં ખાન દાન.
જો હું મનમાંહી ધારૂં ઉડતાં પંખી ઉતારૂં
ફ દે ફસાવી મારૂં એવી મ્હારી શાન—ભાઈ
ઠગ લુચ્ચા જો નિજ ધંધાનું રાખે કંઇ અભીમાન
તેનું પણ હું એક પલકમાં સર્વ ભુલાવું ભાન
વળી એક ખુબી જુઓ મારી
કહું છું આજ હું વિસ્તારી
ચોરી કરી, નાહી ડરી, જીવી મરી, ડુબી તરી,
કોઈનો હરી, લાવું હું પૈસો નિદાન—ભાઇ

રાજેન્દ્ર—બંસી— ૨૬

મ્હારા જોબનના બાગમાંહીં મ્હાલોરે
આવીને વનમાળી
પ્રીતી પુષ્પોના કયારા સંભાળોરે
આવીને વનમાળી —મ્હારા—

ગુલાબી આ ગાલ ગુલાબનું ફુલ
નીહાળીઆ માળીનું મનડું ડુલ
રહ્યા વ્હાલ વારી વારી મશગુલ
પીએ નહી પાઇ તો માળીની ભુલ
ચુંટી લુંટી પ્રીતીની રીતીમાં
ખીલીને ખોલાવો વ્હાલા શુ બાળોરે ?
આવીને વનમાળી —મ્હારા—

રાજેન્દ્ર—બંસી — ૨૭

નાહી નાથ નાહી મળે પ્રીતડા વેચાતી પ્યારા !
વાટમાં ન ઘાટમાં ન હાટમાં મધુરા મ્હારા—નાહી—
મળે ના મ્હેલ મ્હોટામાં
નહી બાગ ફુલ ગોટામાં
નહી ગાડી ઘોડા જોટામાં
મીઠી પ્રીત મળતી કયાંહી ?
બોલો શરમાઓ નાહી
મળે મળે મળે પ્રેમી જોડાના
ભોગવતાં મ્હેલે ભોગ મઝાના
વાત ખરી ત્હારી પ્યારીઓ દારા
માન્યા માન્યા હવે મોહન મ્હારા—નાહી—

---

ફિલ્લો—લઢાઇ--ટેબ્લો.

# અંક ત્રીજો.



## જાદુઇ નાચ.

દાશીઓ— ૨૮

બહુ બોલમાંરે નકટી ટક ટક કરતી જાને (૨)
ડાચું ખોલમાંરે કુલી ફાળકો થઇ શાને ? (૨)
રોમે રોમ થાય લ્હાય
સોકય ત્હને જોઇ હાય
છકેલી છકી શુ જોય ?
ઠાલી તું ખાલી ચીડાય
હાય ત્હને ત્હને હાય
હાવ—હાય—હાક—બહુ—

બાનારી— ૨૯

સાંવલ બાંકે નજર મોરી આ ગયે
ના કછુ કહે ગયે ના કછુ સુન ગયે
મોરી બારીસી ઉમરીયાંકો દાગ લગા ગયે—સાંવલ૦—
રંગીલે છબીલે નુકીલે જવાન
તેરી તિરછી નજરીયોંકે લાગે હયેંબાન હાયરે—સાંવલ

ચોર— છંદ.

એક હતી કોઇ ગુણીકા નાર
તેહેણે બોલાવ્યા બે યાર
ઘરમાં બે પેસતાં વાર
બન્નેને ત્યાં થઇ તકરાર

× × × ×

એક કહે કે મ્હારી નાર
બીજો કહે હું એનો યાર
મ્હામા મ્હામી બોલ્યા વઢી
ત્યાંતો વેશ્યા વચમાં પડી

× × × ×

ચોર અને ઠગ બેમાં જેહ
કીસબ વાળો હોયે તેહ
તે મ્હારો થાશે ભરથાર
બોલી એવું ગુણીકા નાર

× × × ×

પોતાનો હુન્નર જે હાથ
બતલાવા ચાલ્યા બે સાથ
થયો ઠગ હરબારી છેલ
ઝવેરી પાસે કાઢી મ્હેલ
અટંપટં કરીને કેર

તફડાવી મોતીની શેર
બની શાહ કરી લીલા લ્હેર
ચોર અને ઠગ આવ્યા ઘેર

× × × ×

દિવસ વીતી જ્યાં રાત્રી થઈ
ઉઠયો ચોર ઠગ સાથે લઇ
રાજ મહેલ પાસે તે ગયા
શયન ભુવનમાં દાખલ થયા

× × × ×

પલંગમાં પોઢયા'તા રાજ
મુકી પાસ માથાનો તાજ
પાસે બુઢ્ઢો બેઠો એક
વાત કહે લથડાતો છેક
પકડી હુચો મ્હોઢા માંહ્ય
બોલી ચાલ્યો ચોર ત્યાંય
પોતે કે'વા બેઠો વાત
આપ વીતી મોઢા સાક્ષાત

× × × ×

સ્હેજ મળી રાજાની આંખ
તાજ લઇ કરી ચોરે પાંખ
ઠગ સાથે લઇ ચાલ્યો ગયો
બુઢ્ઢો ડુચા સાથે રહ્યો.

લીલા— ૩૦

કોનું કોણુ સગું છે કહોને આ સંસારમાંરે,
મુનીવર ખાતા ગોથાં પોથાં જોઇ વિચારમાંરે—કોનું
કોયલ પણુ કેરી જતાં આંબો છોડી જાય
તળાવ સારસ છોડતાં જળ વિણુ જો દેખાય
ગંણુકા મારે ધક્કો નીર્ધન જોતાં વારમાંરે
મંત્રી ભ્રષ્ટ થએલો નૃપ ગણુતો ધીક્કારમાંરે—કોનું
ભમરા છોડે પુષ્પને જો નહી વાસ જણુાય
હરણુ ભુમી હરીયાળીને જો વન લાગે લાહ્ય
દુનાંઆ સ્વારથની છે સ્વારથ સઉ નરનારમાંરે
કાયા માયા મોહ મુકી ધ્યો મન કીરતારમાંરે—કોનું-

ચોર—ગુણિકા— ૩૧

ગોરા ગોરા ગાલોથી પ્યારી જઉં વારી અજબશી લાલી આ
વ્હાલા વરણાગીઆ રોફ શો ખાલી આ ?
જાઓજી જાઓ હું તો ચાલી આ
ઉભીરે’ વ્હાલી પ્યારી કયાં ચાલી ?
રક ઝક કરે છે શું ઠાલી આ ?
જોયા મ્હેં જોયા
આનંદે મ્હાલાંઆ
મુખડાથી મ્હોયા
છબીલી વ્હાલી ! હા

હરયા કે રાગા ?
હશી પીધી પ્રેમ પ્યાલી આ—

ચોર—નાયકા—  ૩૨

દલ ઘાયલ કરી કર્યો વાયલ મ્હેં પ્યારી
કારી લગાવી કટારી હાં એજી વાહ વાહ વાહ
કાળી આંખલડી વાંકલડી મ્હેં મારી
કારી લગાવી કટારી હાં એજી વાહ વાહ
જાવોજી ના સતાવો જાઓ અલબેલા પાર
ચાલી શું આલી વ્હાલી તું હૈયાનો હાર
ફુટી મળે ન કોડી તોય કરવો શું, પ્યાર ?
જી હાજી હાજી હાહા રસીલી દીલદાર
મુકો લાલા ચાળા ઠાલા
ઓ પ્યારી મનહર નારી—દીલ

બંસી—  છંદ.

ગોરૂં ગુલાબી વદન મ્હારૂં મદન જોર બતાવતું
હસતું ખરે રમતું ખરે આ રસીકને મન ભાવતું
જોવા ચહું હરનાશતે જોતાં દુઃખો તન આ ઠરે
લાલા અરે મનમોહિની ગાંડો બનાવ્યો મ્હેં ખરે

× × × × ×

લટકો અને મટકો તાહારો મારતો ફટકો મ્હને
ચટકો ચતુરી ચાલનો લાગ્યો ચતુરા કહું ત્હને

શુદ્ધ સાનને અપમાન માન ભુલ્યો મધુરી માહારી
ગાંડો ફરૂ ઘેલો ફરૂં જોવા પ્રતીમા તાહરા

× × × × ×

મુખ તાહરા પંકજ મહીં ભમરો ફરયો આ પ્રીતનો
તર છોડવો ત્હેને કઠોરી કાયદો ક્યાં રીતનો ?
કોમળ મધુરાં અંગમાં શું કાળજું પથ્થર તણું ?
લીલા અરે મનમોહિની દેવી ત્હને મ્હારી ગણું—

× × × × ×

લીલા—

બંસી તણું પ્રિય નામ લીલાંનાં હૃદયમાં છે જડયું
કોમળ બધાં આ અંગમાં નથી કાળજું પથ્થર પડયું

× × × × ×

લીલા લલુના લાલની લાગેલી અહીં તહીં ચાલતી
મન મોતી સોંપ્યું લાલને તે નહી બીજાને આલતી
પ્રમી ખરા જો માહરા બંસી હતા તો આવજો
છોડી શરીર સ્થુલ આપનું ધરી સુક્ષમ સુખમાં મ્હાલજો



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો શ્રી દેશી નાટક કંપની લી૦ ટેઃનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીમતથી મંગાવી લેવાં વેલ્યુપેબલ અથવા નોટપેડ કાગળ લેવામાં આવશે નહિ

| | | |
|---|---|---|
| રમાદેવી | (આવૃતી બીજી) | ૦–૨–૦ |
| ઉજ્જેણી યાને સોમનાથનો ઘેરો. | ,, ત્રીજી) | ૦–૨–૦ |
| તારા—સુંદરી. | ,, ત્રીજી) | ૦–૨–૦ |
| શારદા. | ,, ત્રીજી) | ૦–૨–૦ |
| લવ—કુશ. | ,, બીજી) | ૦–૨–૦ |
| મનુ-મણી. | ,, બીજી) | ૦–૨–૦ |
| લીલા | ,, પહેલી) | ૦–૨–૦ |
| નુરજહાન | ( છપાય છે ) | ૦–૨–૦ |
| કમળા-લક્ષ્મી. | ( છપાય છે ) | ૦–૨–૦ |

શ્રી દેશી નાટક કંપની લીમીટેડ.

અમદાવાદ.